વર્ષ ૩ અંક ૧૧ ફાગણ સુદ ૧૧, ૨૦૬૬

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીઆમલકી એકાદશી વ્રત (કુંજ એકાદશી)



અનુક્રમણિકા



રાગ ઇમન: –

મન રહ્યોરી એહી ભાંત જૂ લગ્યો ધ્યાન ધરન ।
જો તૂ કહે ઓર ક્યો રહે તો લીલા સૂરન કરન ।। ૧ ।।
ઇનકી યહ ગતિ સમઝરી રસના લાગી નામ કરન ।
વૃન્દાવન તન પરસૈ સુખ પાવૈ નેનન દેખે શ્રીવલ્લભ ચરન ।। ૨ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને ડોલોત્સવની અનેકાનેક વધાઇ પાઠવે છે. સાથેજ આપણા **શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ** ગોસ્વામી **શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી**ના જન્મદિવસની વધાઇ પાઠવે છે. ઉત્સવ આવે એટલે મન-હૃદય પ્રફુલ્લિત થાય, અને જ્યારે તે ઉત્સવને આપણે પોતાની આત્મા સાથે જોડી દઇએ, ત્યારે તે ઉત્સવનો આનન્દ કઇક અલગજ હોય છે.

શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ અનેક પ્રસંગોએ અનેક વિષયો પર વચનામૃત કરતાં. આપશ્રી એક સમય એક પ્રસંગ કહ્યોં. એકવાર શ્રીગોકુલેશ પ્રભુએ કહ્યું કે કો કો એસે ભલે ભાજણ માંહાં કાહુ બ્રાહ્મણકી વસ્તુ ગઇ. સો એક બ્રાહ્મણને પાઇ. વિચાર્યો જે કાહુકો સરવસ હે. જલ તબ લેઉગો જબ ઉનકો ધણી પ્રગટ હોયગો. એસિ પ્રતિજ્ઞા કરીકે ખોજવેકુ નિકસ્યો. ઓ તો જીનકો ગયો સો તો મરણ લાગ્યો, જે મેરો સર્વસ્વ ગયો. તબ જીન પાઇ હતી ઉને ઓ ખોજ કાઢ્યો. દેખે તો ઓ મરણપ્રાય પડ્યો હે. તબ ઉને લેકે ફિર ઉનકે આગે રાખી. (તબ વહ બ્રાહ્મણ કહો) જે તેરી ઇચ્છા હોય સો યામેતે લે. તબ ઉને કહ્યો જે 'લેઉ તો સબેહી ક્યો ન લેઉ. વે આહે બ્રાહ્મણ કો કાજ નાંહી !' (રત્નકોષ)

**પ્રશ્ન** :- શ્રીપ્રભુના શ્રીચરણકમળોમાં ષડશ (૧૬) ચિહ્નો વિદ્યમાન છે, એવું નિરૂપણ આપણને જુદા જુદા ગ્રંથોમાં પ્રાપ્ત થાય છે. સાથેજ જુદા જુદા ગ્રંથોમાં જુદા જુદા શ્રીચરણચિહ્નોનું નિરૂપણ જોવા મળે છે. તો વાસ્તવમાં શ્રીપ્રભના શ્રીચરણકમલમાં કહા શ્રીચરણચિહ્નો વિદ્યમાન છે ?

**ઉત્તર** :- શ્રીમહાપ્રભુજીએ રાસપંચાધ્યાયીમાં ખૂબ સુંદર આજ્ઞા કરી છે. રાસ સમયે પ્રભુનું સ્વરૂપ તો એક જ પ્રકટ થયું. પરંતું ત્યાં જેટલા ભકતોએ પ્રભુનાં દર્શન કર્યાં તે સૌ ભકતોને પોતપોતાના ભાવ પ્રમાણે પ્રભુના પ્રત્યેક શ્રીઅંગના વિવિધ પ્રકારે દર્શન થયાં. શાસ્ત્રોમાં પ્રભુનાં અનેક પ્રકારનાં રૂપોનું વર્ણન છે. શાસ્ત્રોનો વિચાર કરતાં આપણે ધીરજ રાખતા નથી, એટલે એવું માનીએ છીએ કે પ્રભુનાં આવાં વિવિધ રૂપો છે. પ્રભુનું કોઈ એક રૂપ નથી. માટે પ્રભુનાં બધાં રૂપો ખોટાં છે. આપણી બુદ્ધિની આ દુરાગ્રહિતા છે. શાસ્ત્ર તો એમ વિચારે છે કે આ બધાં જ રૂપો એક પરમાત્માનાં જ છે.

આપણે ત્યાં ઘણા પુરાણો છે જેમ કે શિવપુરાણ, શાકતપુરાણ, વૈષ્ણવપુરાણ તમે કોઈ પણ પુરાણને જોશો તો તમને જણાશે કે જે પુરાણ જે દેવનું પ્રતિપાદન કરતું હમે તે પુરાણ તે દેવને જ મુખ્ય બતાવશે. આમ બધાં પુરાણો જોતાં આપણે કેવી રીતે કહી શકીશું કે આમાંથી પરમાત્માનું કયું રૂપ સાચું ? જે અનેક રૂપ ધારણ કરવા શકિતમાન છે તે પરમાત્માનાં બધાં જ રૂપ સાચાં છે તેનું કોઈ રૂપ ખોટું નથી. કેટલાક સંકુચિત વિચારવાળા લોકો એમ કહે છે કે, ભગવાન જગતના પિતા છે. તેઓ જગતના પિતા હોવાથી જગતના પુત્ર કેવી રીતે થઈ શકે ? જો ભગવાનનો જગતપિતા તરીકેનો જ એક લૌકિક સંબંધ સત્ય હોઈ શકે તો તેઓ જગતપુત્ર પણ કેમ ન થઈ શકે ?

કૃષ્ણલીલામાં શ્રીકૃષ્ણ સાંદીપનિ ઋષિને ત્યાં ભણ્યા પછી જ્ઞાની બન્યા. વાસ્તવમાં એવું નથી. શ્રીકૃષ્ણ સાંદીપનિ ઋષિને ત્યાં ગયા તે પહેલાં તેમણે બાલલીલામાં ઈન્દ્રયાગ બંધ કરાવી, ગોવર્ધનપૂજાનો ઉપદેશ આપ્યો હતો. આ પ્રસંગમાં શ્રીકૃષ્ણે આખા વેદાંતનું જ્ઞાન સમજાવ્યું હતું. સાંદીપનિ ઋષિને ત્યાં ભણ્યા તે પહેલાં શ્રીકૃષ્ણ અજ્ઞાની હતા. અને ભણ્યા પછી જ્ઞાની બન્યા એમ નથી. તે પહેલાં પણ તેઓ જ્ઞાની હતા છતાં, શ્રીકૃષ્ણ શિષ્ય થઈ શકે છે અને સાંદીપનિ ઋષિને ત્યાં ભણતાં ભણતાં પણ જગતગુરુ બની શકે છે.

પરમાત્માનું આ સમાર્થ્ય છે. તેથી તેમને એવી શરમ આવતી નથી કે હું જગતગુરુ હોવાથી સાંદીપનિ ઋષિ પાસે કેવી રીતે ભણું ? પરમાત્મા તો એમ વિચારે છે કે જો કોઈના હૃદયમાં એવો ભાવ હોય કે હું પરમાત્માને પણ ભણાવું, તો તેના ભાવના પોષણ માટે હું





શિષ્ય બનવા પણ તૈયાર છું. ગીતાજીમાં ભગવાન કહે છે : ''યે યથા મામ્ પ્રપદ્યંતે તસ્તિથૈવ ભજામ્યહમ્ ।'' આ ભાવથી પરમાત્મા પોતાના અનેક રૂપ પ્રકટ કરી શકે છે. જ્યારે ભગવાન કૃષ્ણ કંસના દરબારમાં પધાર્યાં ત્યારે તેઓ સ્ત્રીઓને કામદેવ રૂપે દેખાયા. શું અગિયાર વર્ષનો બાળક કામદેવ લાગે ખરો ? પ્રભુનું આ સામર્થ્ય છે. જો આપણામાં જોવાની વૃત્તિ હોય તો પરમાત્માં તેવું દશ્ય છે જ. જેટલા સંબંધ, જેટલા રંગ, જેટલા સ્વાદ જગતમાં છે તે બધા પ્રભુમાં છે. આપણો જેવો ભાવ હશે તેવો અનુભવ આપણને થશે.

સમુદ્રમાં ગટર પણ મળે છે અને ગંગા પણ મળે છે. બધી નદીઓ સમુદ્રને મળે છે. તેથી શાસ્ત્રમાં કહ્યું છે કે બધી નદીઓના સ્નાનનું ફળ સમુદ્રસ્નાનથી મળે છે; પરંતુ આપણે સમુદ્ર સ્નાન કરતાં ગટરની ભાવના કરીશું તો તેવું ફળ મળશે. ગંગાની ભાવના કરીશું તો તેવું ફળ મળશે. આવી રીતે, આપણામાં ગુરુભાવ હશે તો પ્રભુ શિષ્ય બનશે. આપણામાં વાત્સલ્યભાવ હશે તો પ્રભુ પુત્ર બનશે. આપણામાં પુત્રભાવ હશે તો પ્રભુ પિતા બનશે. સેવકભાવ હશે તો પ્રભુ સ્વામી બનશે અને સ્વામીભાવ હશે તો તેઓ સેવક પણ બનશે.' – (સર્વ ખલુ ઈદમ બ્રહ્મ)

આથી જગતમાં જેટલાં નામરૂપ છે તે બધાં પ્રભુનાં જ છે. તેથી શાસ્ત્રોમાં પ્રભુના સ્વરૂપના વિવિધ વર્ણનો આવે તો આપણે ગભરાવાની જરૂર નથી. પ્રભુના સ્વરૂપનું ચિંતન કરતાં આપના જે જે ચરણચિહ્નના વર્ણન મળે તેમનો વિચાર કરતાં, આપણને જે જે ચિહ્નના ચિંતનથી આનંદ થાય તે તે ચરણચિહ્ન આપણે માનવું. હું પધરામણીએ ગયો હતો. ત્યાં મને મઝા આવી. ઘરના વડીલે બાળકને કહ્યું : 'પગે લાગ' બાળકે પૂછ્યું : 'કોને પગે લાગું ?' વડીલે કહ્યું : 'જે જે બાવાને પગે લાગ.' બાળકે પૂછ્યું : 'જે જે બાવા ક્યાં છે ?' બાળકને મન 'જે જે બાવા' એટલે ઘરમાં બિરાજતા શ્રીઠાકોરજી.

તે બાળક મારા જેવા દાઢીવાળા બાવાને જેજે માનીને કેવી રીતે પગે લાગે ? આપણામાં આવી અનન્યતા હોવી જ જોઈએ. ખરેખર તે બાળકને ધન્યવાદ ઘટે છે. કારણ કે તેનામાં આવી અનન્યતા હતી. બાળકના મનમાં તેના જે જે બાવા પ્રત્યે જો શ્રદ્ધા હશે તો તે તેમને જ પગે લાગશે, બીજાને નહીં. આપણને કોઈ કહે કે 'પગે લાગો' ત્યારે આપણા મનમાં પણ આવો જ પ્રશ્ન ઊઠવો જોઈએ – 'હું કોને પગે લાગું ?' આમ પ્રભુના ચરણારવિંદના જે ચિહ્ન મને પસંદ આવ્યાં તેનું હું ધ્યાન ધરું. કોઈ બીજી વ્યક્તિ બીજું ચરણચિહ્ન બતાવે ત્યારે આપણી આંખ તરત શોધવા લાગે કે તે ચિહ્ન ક્યાં છે ?

એક કલા વિવેચક એક વખત ખજૂરાહો ગયા. ત્યાં એક યુરોપિયન બાઈ પણ આવી હતી. બંને ત્યાંના મંદિરોની શિલ્પાકૃતિઓ જોતાં હતાં. તે ભારતીય કલાવિવેચકે યુરોપિયન બાઈને કહ્યું : 'અહીંના આ યુગલચિત્રોથી મને સાચે જ શરમ આવે છે.' ત્યારે તે યુરોપિયન બાઈએ પૂછ્યું : 'યુગલચિત્ર ક્યાં છે ?' ભારતીય કલાવિવેચકે કહ્યું : આ સામે તો છે!' ત્યારે યુરોપિયન બાઈ બોલી : 'અરે ! અહીં તો ભારોભાર કલા ભરેલી છે. મને કોઈ યુગલ તો દેખાતાં જ નથી.' આનું કારણ એ છે કે દરેક વ્યક્તિને પોતપોતાની દૃષ્ટિ હોય છે. આપણી દષ્ટિથી ત્યાં યુગલ ચિત્રો જ દેખાય. પરંતુ તે બાઈની દષ્ટિથી તેને શિલ્પકલાના ઉત્તમનમૂનાઓ જ દેખાયા. આમ આપણે જે જોવું હોય તે જ દેખાય છે.

મને એક વખત એક વ્યક્તિએ કહ્યું : 'આ લોકો કહે છે કે આપણા ભગવાન શ્રીકૃષ્ણ નરકમાં છે. તમે તેમને જવાબ આપો.' મેં તેમને કહ્યું : તેમની વાત સાંભળી આપણે ગભરાવાની કશી જરૂર નથી. એમની વાતથી ભગવાન કૃષ્ણની કશી બદનામી થતી નથી. કારણ કે ભગવાન સર્વત્ર વ્યાપક છે. એટલે નરકમાં પણ ભગવાન હોય. જેને ભગવાનને નરકમાં જોવા હોય તેને ત્યાં પણ દેખાય. જેમને સ્વર્ગમાં જોવા હોય તેમને ત્યાં પણ દેખાય. જેમને ગોકુલમાં જોવા હોય તેમને ગોકુળમાં પણ દેખાય. ભગવાનનું દર્શન દેખવાવાળાની ઈચ્છા ઉપર આધારિત છે કે તે ભગવાનને ક્યાં જોવા માંગે છે ?' આવી જ રીતે, ભગવાનનાં ચરણારવિંદનું જે જે ચિહ્ન આપણા મનને આનંદ આપે, તે તે ચિહ્નનું આપણે ધ્યાન ધરવું.

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

ભાવત્ક :- દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)





II શ્રીગોકુલેશો જયતિ II

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ ફાગણ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ ફાગણ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ફરવરી ૨૫ ૨૦૧૦ થી માર્ચ ૧૦ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-ફાગણ સુદ | ગુરુ | ફરવરી-૨૫ | **શ્રીઆમલકી એકાદશી વ્રત । (કુંજ એકાદશી)** |
| ૧૨-૧૩ | શુક્ર | ૨૬ | |
| ૧૪ | શનિ | ૨૭ | |
| ૧૫ | રવિ | ૨૮ | હોલિકા પ્રદીપન-સાયં પ્રદોષકાલમાં (સમય ૬.૩૦થી ૭.૦૦ પર્યંત) |
| ૧-ફાગણ વદ | સોમ | માર્ચ-૧ | |
| ૨ | મંગળ | ૨ | દોલોત્સવ । |
| ૩ | બુધ | ૩ | દ્વિતીયા પાટોત્સવ । |
| ૪ | ગુરુ | ૪ | |
| ૫ | શુક્ર | ૫ | |
| ૬ | શનિ | ૬ | |
| ૭ | રવિ | ૭ | |
| ૮ | સોમ | ૮ | |
| ૯ | મંગળ | ૯ | |
| ૧૦ | બુધ | ૧૦ | **શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીનો જન્મદિવસ (સં.૨૦૦૭)** |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**જેઓને સિદ્ધિ (પ્રાપ્ત) થઇ છે, અને જેઓ પોતે સિદ્ધિ આપનાર છે તેઓને પણ ભગવન્માર્ગ ઇષ્ટ (ફલ) આપનાર છે, કારણકે (તેઓને) તેથી પણ અધિક ફલની અપેક્ષા છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૧-૩૪)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**મનુષ્ય શબ્દનો અર્થ** :-

મનુષ્ય શબ્દનો અર્થ આપણે જોઇએ છીએ ને. મત્વા કર્માણી સિંવ્યતી એટલે મનુષ્ય.

મત્વા - જાણીને, કર્માણી - કરવું, સિંવ્યતી - તંતુ સંતાન

મનુષ્ય કોઇ પણ ચેષ્ટાની નિરંતરતા ક્યારે જાણવે છે કે, જ્યારે એનો વિચાર કરી લે છે. શાકભાજીવાળો ફેરીયો આવે કે શાક માર્કેટમાં જઇએ ત્યારે આપણે વિચાર કરીને જ, જોઇને શાક લઇએ છે ને એટલે બે ત્રણ દિવસનું વાસી હોય તો નથી જ લેતા. મતલબ કે શાકભાજી પણ વિચારીને જ લેવાય છે. મનુષ્ય એવું અન્ય કોઈપણ કામ શાકભાજી લેવાનું હોય, કપડા લેવાના હોય કે બીજું કોઇપણ કાર્ય વગર વિચાર્યે કરતો નથી. તેથી તેનું નામ પડ્યું 'મત્વા કર્માણી સિંવ્યતી'.

એટલે કે મનુષ્ય કોઇપણ વસ્તુનો વિચાર કર્યા વગર, એટલે કે સમજ્યા વગર એટલે કે પરખ કર્યા વગર એટલે કે ચકાસ્યા વગર કે પ્રમાણ જોયા વગર કોઇપણ કાર્યમાં પ્રવૃત્ત થતો નથી. અંગૂઠા છાપ વ્યક્તિ હશેને, તો તે કદાચ બને કે એવા કામ તે ભણેલા કરતાં કદાચ સારા કરીને આવે. એટલે કોઇપણ વ્યક્તિ પ્રમાણ વગર કોઇ કાર્ય કરતું નથી. આપણી બોલચાલમાં આવા રૂઢિપ્રયોગ થયા છે અને બોલાય છે કે 'આ વાતમાં શું માલ છે ?' આવું આપણે ઘણાં બધા સામાન્ય રીતે બોલતા હોઇએ જ છે. આ માલ શબ્દ એ તિજોરીની ધન દોલત નથી પણ એવું કહીએ છીએ કે પ્રમાણ શું છે કે આ વાતની પ્રમાણિક્તા શું છે ?

**ધર્મ અને પ્રમાણ** :-

ધર્મ પણ અંધશ્રદ્ધાનું નામ નથી. જો કોઇ અંધશ્રદ્ધાને સમર્થન આપતા હોય તે તેઓ પોતાના ઘોર અજ્ઞાનનો પરિચય આપી રહ્યાં છે. ધર્મ એ અંધશ્રદ્ધા નથી. જે કાંઇ પણ આપણે ત્યાં ધર્મ બતાવવામાં આવી રહ્યો છે કે ધર્મની વ્યવસ્થા બતાવવામાં આવી છે તે પણ સંપૂર્ણપણે પ્રમાણ ઉપર આધારિત છે. વગર પ્રમાણે એમાં કાંઇ કહેવામાં આવ્યું નથી. અને તેથી જ તમને જ્યારે ને ત્યારે પ્રમાણ શબ્દ સાંભળવા મળ્યો હશે. કથા, વાર્તા, પ્રવચન, વચનામૃત, વગેરે જગ્યાએ પ્રમાણ શબ્દ નિયમિત વપરાતો જ હોય છે. એટલે ધર્મ પણ સંપૂર્ણપણે પ્રમાણ સહિત છે એટલે બીજા શબ્દોમાં કહીએ તો પ્રામાણિક છે.

**ધર્મ :-**

ધર્મ શબ્દનો અર્થ સમજી લઈએ. ધર્મ બહુજ વ્યાપક શબ્દ છે એને બહુજ વ્યાપક અર્થ છે. ધર્મ શબ્દના બે અર્થ છે. '**ધારયતિ ઈતિ ધર્મ**' અને '**ધરતિ ઈતિ ધર્મ**'. ધારયતિ એટલે ધારણ કરાવવું. તમારા નાના બાળકને તમે ટૂથબ્રશ કરતાં શીખવાડો છો કે નહિં, એવી જ રીતે આપણે તેને કપડાં પહેરાવતા પણ શીખવાડીએ છીએ. ધીરે ધીરે જ્યારે એ પોતાની રીતે કરતાં થઇ જાય છે તે જોઇ આપણે પ્રસન્ન થઇ જઈએ છીએ. 'પપ્પા મેં આજે આમ કર્યું' તે સાંભળવા આપણો જીવ તરસતો હોય છે. એટલે કપડાં પહેરતાં, ન્હાતા, ધોતા, તમે જે શીખવાડો છો, તમે શું કરાવી રહ્યાં છો ?

તે તમે એને ધારણ કરાવી રહ્યાં છો એ આદતો, સારી વસ્તુઓ, સારા સંસ્કાર ધારણ કરાવી રહ્યા છો. ધારયતિ, અને આવી રીતે ધારણ કરાવવું એનું નામ ધર્મ.

બીજો અર્થ 'ધરતિ ઈતિ ધર્મ' ધારણ કરવું એનું પણ નામ ધર્મ. બહુ જ વ્યાપક અર્થમાં આ ધર્મ શબ્દ છે. એક બીજી મુખ્ય બાબત છે કે જે ભારત વર્ષની સોનેરી બાબત છે તે નોંધી લો કે ધર્મ, સંસ્કૃતિ, જીવનપદ્ધતિ અને લાઈફસ્ટાઈલ આ ચારે ચાર સમાનાર્થી શબ્દો છે. ભારતવર્ષના ઋષિઓની દૃષ્ટિમાં પણ આ ચારેય સમાનાર્થી શબ્દો છે. ધર્મ કહો કે સંસ્કૃતિ કહો કે જીવન પદ્ધતિ કહો એ ત્રણેય પર્યાયવાચી શબ્દો છે. સમાનાર્થી શબ્દો છે. બાળકને સારી ટેવો આપીએ તો આપણે તેને શું કહીએ છે ? સંસ્કાર આપીએ છીએ એમ કહીએ છે.

સંસ્કાર અપાયેલ હોય તે જ સંસ્કૃત કહેવાય. સંસ્કૃત ભાષાને સંસ્કૃત એટલા માટે જ કહેવામાં આવે છે કે આખા જગતની જે ભાષાઓ છે તે તમામમાં આ ભાષાનો જ સંસ્કાર થયેલ છે. આ ભાષામાં એક દિવ્ય શોભાપણું રહેલું છે. તેથી તેના સિવાયની બીજી ભાષા સંસ્કૃત નથી કહેવાતી. જ્યારે કોઇ માણસનો વ્યવહાર તમને પસંદ પડતો નથી ત્યારે તેના ગયા બાદ તમે કહો છો કે તે અસંસ્કારી છે. એટલે સંસ્કાર કહો કે ધર્મ કહો કે જીવન પદ્ધતિ કહો તે એક જ સમાનાર્થી શબ્દો છે. અલબત્ત એના વિશિષ્ટ ઉપયોગો છે એ વાત જુદી છે.

આ શરીરમાં જ્યારે પણ કંઇક રોગ થાય છે ત્યારે આપણે શું કરીએ છે ? ત્યારે કહીએ છીએ કે એ તો શરીરના ધર્મ છે. એટલે શરીર કોઇ વખતે કષ્ટમાં પણ હોય અને સુખમાં પણ હોય તો આપણે જ કહીએ છે તે તો દેહ ધર્મ છે. અરે એનાથી આગળ વધીને આપણા ન્હાવા ધોવાની જે ટેવ છે તેને પણ આપણે દેહ ધર્મ જકહીએ છીએ. જે દૈહિક ચેષ્ટા કરીએ છીએ એનું નામ ધર્મ. એટલે મહેરબાની કરીને ફક્ત ભગવત્ સંબંધી કે ભગવત્ નામ લેવાની બાબતને જ ધર્મ ન ગણાવશો.

આના પરથી આપણે બધા જ ધાર્મિક છીએ. કોણ ધાર્મિક નથી એ શોધવું રહ્યું. એ વ્યક્તિ જે ઈશ્વરને માનતો નથી તે પણ ધાર્મિક તો છે જ. એ કોઇ પણ પદ્ધતિ તો સ્વીકારતો જ હોય. તેથી તે પણ ધાર્મિક છે આવી જ રીતે આ જગતમાં કોઇ નાસ્તિક નથી. નાસ્તિક એ હોઇ શકે કે જે કોઈપણ વસ્તુના અસ્તિત્વને નકારી શકે અને હવે જો એ પોતાના અસ્તિત્વને નકારી શક્તો હોય તો નાસ્તિક, પણ જ્યારે 'હું છું' આવે ત્યારે જ્યારે આ 'છું' એ અસ્તિત્વનો સ્વીકાર છે.





તમારા અસ્તિત્વને સ્વીકારો જ છો. એટલે જગતમાં કોઈપણ વ્યક્તિ એવો નથી કે જે નાસ્તિક હોય. નાસ્તિક થવા માટે બહુ જ મોટુ બળ જોઈએ. કારણ કે સાબિત કરવું પડે. એટલે ઈશ્વરને માનવું કે ન માનવું તે આસ્તિક-નાસ્તિક નથી. એટલે જ આપણા ભારતીય સંદર્ભમાં નાસ્તિક એનેજ કહેવાય છે કે જે આપણા વેદ-શાસ્ત્રને નથી માનતો. પરમાત્માને માને છે કે નથી માનતો તેની સાથે આસ્તિક કે નાસ્તિક શબ્દ જોડાયેલ નથી. આસ્તિક એટલે વેદ-શાસ્ત્રને સ્વીકારનાર અને નાસ્તિક એટલે અસ્વીકારનાર.

ધર્મ એ તમારી જરૂરિયાત છે. ઘણી વખત એવું થાય છે કે કોઈક રોગ શરીરને થાય અને ડોક્ટરને ન સમજાય એનો મતલબ એવો તો નથી જ કે રોગનું અસ્તિત્વ નથી. આવી જ રીતે ઈશ્વર નથી એમ ઘણા માનતા હોય છે. કારણ એ ઈશ્વર સમજતા નથી, તેથી કહી દે કે અસ્તિત્વ નથી. અરે તમારા માનવા ન માનવાથી શું ઈશ્વરનું અસ્તિત્વ મટી જવાનું છે ? ના એવું નથી, આ તર્કશાસ્ત્રની વાત નથી. આ બધી બૌદ્ધિકપણાની વાત નથી, તમને કંઇ સમજઇ નથી રહ્યું એનો મતલબ એવો નથી કે તેનું અસ્તિત્વ નથી. છેલ્લે પાછી બધી વાત સમજમાં આવી જ જતી હોય છે. શ્રીશંકરાચાર્યજી આ બાબતમાં બહુજ સ્પષ્ટ વાત કહે છે.

**ભજ ગોવિંદમ્ ભજ ગોવિંદમ્ ભજ ગોવિંદમ્ મૂઢ મતિ**

માયાવાદના સહારાથી બૌદ્ધ દર્શન સામે એમને ઝઝૂમવું હતું એટલે માયાવાદ ઉભો તો કર્યો પણ છેવટે હૃદયમાં પુકાર તો આવી ગયો કે ભજ ગોવિંદમ્ ભજ ગોવિંદમ્...

અરે જગત સાચું કે માયા સાચી એ બધી ચર્ચા છોડ અને ભજ ગોવિંદમ્..ભજ ગોવિંદમ્....

**પ્રમાણ ચતુષ્ટયમ્** :-

એટલે જ્યારે ફાઈનલ મોમેન્ટ આવે ત્યારે પરમાત્મા બધાને યાદ આવે જ છે. પણ **સબકુછ લુટા કે હાથમેં આયે તો ક્યાં હુઆ**...તે વખતે કદાચ એમ સમજાય છે. પરમાત્મા છે કે નહિં તેનાથી શું મીનીંગ થયો. તેથી સમજવાનો પ્રયાસ કરો. સવાલ એ નથી કે બુદ્ધિ કોની વધારે છે, પણ આપણા બધાની બુદ્ધિ અખંડશઃ છે. તેથી અખંડ બુદ્ધિના સ્વામી છે જે આચાર્ય સ્વરૂપ શ્રીમહાપ્રભુની વાણી છે તેનો વિચાર કરો. તેથી શ્રીમહાપ્રભુ આજ્ઞા કરે છે કે શબ્દ એવં પ્રમાણમ્, પ્રમાણ બીજું કાંઇ નથી. બીજી દરેક વસ્તુમાં મનુષ્ય સ્વભાવથી ઉણપ વ્યક્તિત્વની ઉણપ રહેલી છે. તેમાં કમી રહેલી છે, તેમાં અપૂર્ણતા રહેલી છે. પૂર્ણતા તો માત્ર વેદ-શાસ્ત્રના શબ્દોમાં છે અને તેથી શ્રીમહાપ્રભુએ ઉદ્‌ઘોષ કર્યો.

**વેદાઃ શ્રીકૃષ્ણવાક્યાનિ વ્યાસસૂત્રાણિ ચૈવ હિ । સમાધિભાષા વ્યાસસ્ય પ્રમાણં તચ્ચતુષ્ટયમ્ ।।**

શાસ્ત્રાર્થપ્રકરણ નિબંધમાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરેલી છે. પ્રારંભમાં શ્રીમહાપ્રભુજીએ આ રીતે આપણને મુખ્ય ચાર પ્રમાણરૂપી પાયાનાં થાંભલા આપ્યા કે જેના ઉપર ભારતીય શાસ્ત્રોના ભવનનું નિર્માણ થયું. બીજા કશામાં પૂર્ણતા નથી સિવાય કે શ્રીમહાપ્રભુની વાણીમાં અને વેદ-શાસ્ત્રોમાં એટલે શ્રીમહાપ્રભુજીએ ઉદ્‌ઘોષ કર્યા..વેદા શ્રીકૃષ્ણવાક્યાનિ....ચતુષ્ટયમ્ ।।

સંકલનઃ- શ્રીકૃષ્ણ મારી ઝંખના છે ! માંથી સાભાર.....





## સ્વ-માર્ગીય સમજ

## આત્મનિવેદન વેદાદિ પ્રસ્થાનચતુષ્ટયીસિદ્ધ છે.

**શિષ્ય** :- કૃપાનાથ! આત્મનિવેદન કરવાથી જીવાત્મા, જે પ્રયોજન માટે પોતાનો જન્મ થયેલો છે, તે પ્રયોજનનું સાર્થક્ય યથાવત્ કરી શકે એ હું સમજ્યોં, પરંતુ 'આત્મનિવેદન કરવું જોઈએ' એવું વેદાદિ શાસ્ત્રોમાં ક્યાંય લખેલું છે? જો હોય તો કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ** :- આત્મનિવેદન કરવું જોઈએ, એમ વેદ, ગીતા, ભક્તિસૂત્ર, શ્રીમદ્‌ભાગવત, વિષ્ણુપુરાણાદિ શાસ્ત્રોમાં સુચારૂરૂપથી લખાયેલું છે. તે સાંભળ. બૃહદારણ્યકોપનિષદ્‌ના અધ્યાય ૪ના બ્રાહ્મણ ૫માં 'મધુવિધા'નું નિરુપણ છે ત્યાં લખેલું છે :-

सवा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः, सर्वेषां भूतानां राजा, तद्यथा रथनामौ चाराः समर्पिता, एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणाः सर्व एत आत्मानः समर्पिताः ।।

અર્થ :- જે આ પ્રસિદ્ધ પરમાત્મા છે તે સર્વ પ્રાણીના અધિપતિ છે, સર્વ પ્રાણીના રાજા છે, તેથી જેમ, રથના ચક્રની નાભિ, (પૈડાંનું મધ્ય, જેમાં ધરી રહે છે તે.) અને નેમિને વિષે બધા આરાઓ સમર્પેલા રહે છે, તે જ પ્રમાણે આ પરમાત્માને વિષે બધાં ભૂત, બધા દેવ, બધા લોક, બધા પ્રાણ, અને બધા આ જીવાત્માઓ સમર્પિત છે. અત્રે પૈડાના આરાનું દૃષ્ટાંત આપીને આરા જેમ અન્દરની નાઈમાં અને ઉપરનાં પાટીયામાં લાગીને રહેલા હોય છે, તેજ પ્રમાણે દેહથી લઈને આત્માપર્યંત બધું પરમાત્મામાં લગાડવું એમ કહ્યું છે. એનું જ નામ **આત્મનિવેદન** છે. વળી આગળ જો -

नू मर्तो दयते सनिष्यन् यो विष्णव उरुगाय दाशत् ।

અર્થ :- यः જે मर्तः મનુષ્ય सनिष्यन् સર્વોત્કૃષ્ટ ફલની આકાંક્ષા રાખીને उरुगाय અનેક ભક્તોથી સ્તુતિ કરાતા विष्णवे ભગવાન કૃષ્ણને दाशत् બધું સમર્પણ કરે (તે) नू શીઘ્ર दयते ફલને પ્રાપ્ત થાય છે. બીજી પણ શ્રુતિ આ પ્રકારે છે -

यः पूर्व्याय वेधसे नवीयसे सुमज्जानये विष्णवे ददाशति ।

यो जातमस्य महतो महि ब्रवत्सेदु श्रवोभिर्युज्यं चिदभ्यसत् ।।

અર્થ :- यः જે પુરુષ पूर्व्याय वेधसे જગત્‌ના આદિ કર્તા नवीयसे નિત્યનૂતનરૂપ सुमज्जानये લક્ષ્મીપતિ विष्णवे ભગવાન્ કૃષ્ણને ददाशति (अविशेषात् सर्वे देहेन्द्रियप्राणान्तःकरणादि) ખાસ કંઈ કહેલું ન હોવાથી દેહ, ઈન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણાદિ બધું અર્પણ કરે છે, અને यः જે પુરુષ महतः વ્યાપક अस्यः શ્રીકૃષ્ણના महि સર્વ શ્રેષ્ઠ जातं (गुणकर्मणामुपलक्षणमेतत्)પ્રાગટ્યલીલા, ગુણ અને ચરિત્રોનું ब्रवत् કીર્તન કરે सः તે પુરુષ इत् उ નિશ્ચય युज्यं ભગવત્સાયુજ્યને अभ्यसत् પ્રાપ્ત થાય છે. તેમજ श्रवोभिः ભગવત્પ્રાગટ્ય, ગુણ અને લીલાઓનું શ્રવણ કરવાથી चित्

સચ્ચિદાનંદરૂપ પ્રભુને અભ્યસત્ પ્રાપ્ત થાય. આ પ્રકારે વેદમાં આત્મનિવેદનનું સ્વરૂપ બતાવીને હવે શ્રીગીતામાં પ્રમાણો પણ તે વિષે આપીએ છીએ. ભગવાન્ અર્જુનના પ્રતિ ઉપદેશ કરે છે કે :-

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।

यत्तपंस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् गी. ।। ९-२१ ।।

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनै: ।।

અર્થ :- હે અર્જુન ! જે તું કરે છે, જે ભોજન કરે છે, જે હોમ કરે છે, જે દાન કરે છે, જે તપ કરે છે તે મને અર્પણ કર, એમ કરવાથી શુભ-અશુભ ફલવાળાં કર્મના બન્ધનોથી તું મુક્ત થઇશ. આગળ પણ પોતાને કેવો ભક્તો પ્રિય છે તે બતાવતાં આજ્ઞા કરેલી છે કે:-

मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्त: स मे प्रिय: ।

અર્થ :- મારામાં જેણે પોતાનું મન તથા બુદ્ધિ અર્પણ કરેલાં છે તેવો ભક્ત મને પ્રિય છે. નારદપંચરાત્રમાં નારદજીને ભગવાને, પોતાને કોણ કેવો પ્રિય છે તે બાબત આજ્ઞા કરેલી છે કે:-

न मे लक्ष्मी: प्रिया तादृग् वैकुण्ठाख्यं न धाम च ।

यथा निवेदितप्राण: प्रियो मे मुनिसत्तम ।।

અર્થ :- હે નારદ ! આત્મનિવેદી જેવો મને પ્રિય છે તેવી લક્ષ્મી પણ મને વ્હાલી નથી, અને વૈકુંઠ પણ મને વ્હાલું નથી. વળી પણ આજ્ઞા કરેલી છે કે :-

यो वा नरो वा नारी वा म्लेच्छो वा पुष्कसोऽपि वा ।

निवेदयेत्स्वमात्मानं क्रीतोहं तेन सुव्रत ।।

અર્થ :- હે નારદ ! જે કોઇ પુરુષ અથવા સ્ત્રી, મ્લેચ્છ અથવા ચાંડાલ આત્મનિવેદન કરે, તે, મૂલ્ય આપી જેમ કોઇ વસ્તુ ખરીદે છે તેમ મને ખરીદી લે છે, અર્થાત્ તેને હું વશ થઇ જાઉં છું. વળી આગળ પણ કહે છે :-

यत्र यत्र निरीक्षेथा निवेदिततनुं नरम् ।

अविचारेण तस्य त्वं पादयो: पत नारद ।।

અર્થ :- હે નારદ ! જ્યાં જ્યાં તમે આત્મનિવેદીનાં દર્શન કરો ત્યાં ત્યાં દર્શન કરતાં માત્રમાં તેને અભિવન્દન કરો.

આત્મનિવેદન વિષે શ્રીભાગવતનાં પ્રમાણો નીચે મુજબ છે :-

मयि सञ्जायते भक्तिरुद्धवात्मनिवेदिनाम् ।। भा.११-१९ ।।

અર્થ :- હે ઉદ્ધવ ! આત્મનિવેદન કરનારાઓની મારામાં ભક્તિ થાય છે.





दारान् सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनम् ।

અર્થ :- સ્ત્રી, પુત્ર, ઘર, પ્રાણ આ બધાં પરમાત્માને નિવેદન કરવાં.

પ્રહ્લાદજી દૈત્ય બાલકોને પ્રતિ કહે છે કે:-

मन्ये तदेतदखिलं निगमस्य सत्यं स्वात्मार्पणं स्वसुहृदः परमस्य पुंसः ।

लोकहानौ चिन्ता न कार्या निवेदितात्मलोकवेदशीलत्वात् ।

અર્થ :- આ બધું વેદમાં કહેલું હુ સત્ય માનું છું કે પોતાના સુહૃદ એવા પુરુષોત્તમને પોતાનો આત્મા અર્પણ કરવો. નારદભક્તિસૂત્રમાં પણ આત્મનિવેદન વિષે નિરૂપણ કરાયેલું છે કે :-

લોકહાનિ થયે ચિંતા ન કરવી, કારણકે લોક-વેદ બધું આત્મનિવેદન સાથે ભગવાનને નિવેદાય ગયું છે. આ બધાં પ્રમાણોથી સિદ્ધ થાય છે કે આત્મનિવેદન એ વેદ, ગીતા, ભક્તિસૂત્ર, શ્રીમદ્ભાગવત આદિ સર્વ પ્રમાણોથી સિદ્ધ છે.

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર...

# પુષ્ટિ અને પુષ્ટિમાર્ગ

**(લેખક : પંડિત રામચન્દ્ર ચક્રવર્તી)**

*આ લેખના લેખક શ્રીમાન્ પંડિત રામચન્દ્ર ચક્રવર્તીએ સંપ્રદાયના અતિવિદ્વાન એવા બાલકૃષ્ણભટ્ટ ઉપનામ શ્રીલાલુ ભટ્ટજી દ્વારા રચિત પુષ્ટિ-વિવેકના આધારે ગુર્જરભાષાનુવાદરૂપે પ્રકટ કરેલ છે.*

## પુષ્ટિમાર્ગનું શુદ્ધ સ્વરૂપ જાણનારાઓની ન્યૂનતા.

ભગવાન્ ભાષ્યકાર શ્રીમદ્વલ્લભાચાર્યજી શ્રીમહાપ્રભુજીનો ગગનમધ્યારૂઢસવિતૃવત્ પ્રચંડ પ્રતાપ જગતમાં સર્વત્ર વ્યાપી રહેલો છે. સંસારમાં પ્રાયઃ સમગ્ર સભ્ સમાજ પુષ્ટિ અને પુષ્ટિમાર્તથી સારી પેઠે અભિજ્ઞાત છે. કિન્તુ વિશેષતયા ભાષ્યકાર ભગવાન્ શ્રીમદ્ વલ્લભાચાર્યજીની લીલાસ્થલી અને તેઓશ્રીના સાક્ષાત્ અનુગ્રહને પાત્ર થયેલી ભારત ભૂમિમાં તો એવો કોઇ પ્રાંત કે એવું કોઇ ગામ નથી કે જ્યાં પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોને પોતાના જીવન સાથે જેઓએ સંગઠિત કરેલા છે એવા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો થોડા કે ઘણા ન રહેતા હોય. પુષ્ટિમાર્ગની વિજયપતાકા આ ભારતભૂમિમાં ફરકી રહી છે તો પણ સખેદ અત્ર વિવક્ષિત છે કે પુષ્ટિ અને પુષ્ટિમાર્ગના યથાર્થ મર્મને જાણનારા પુરુષો વિરલજ છે. અસ્તુ.

## પુષ્ટિ એટલે શું ?

પ્રિય પાઠકગણ ! પ્રથમ તો એ વિચાર્ય છે કે પુષ્ટિ શું છે ? અને પુષ્ટિમાર્ગ કોને કહેવામાં આવે છે ? આ બે વસ્તુની ચર્ચા કરીને પ્રથમ તો વાચકોને પુષ્ટિનું જ યથાર્થ ભાન કરાવવાની આવશ્યક્તા છે. પુષ્ટિ શું છે ? એ સમજાયા





પછી તેની સાથે સંબંધ રાખનારાઓને પુષ્ટિમાર્ગ સમજવો રહેલો થશે. માટે પ્રસ્તુત લેખમાં પુષ્ટિવિષયક વિચારનો જ વિનિયોગ કરવામાં આવ્યો છે.

## પુષ્ટિનું સ્વરૂપ

પુષ્ટિ શું છે? એ પ્રશ્નનું ઉત્તર એ જ છે કે 'પુષ્ટિ અનુગ્રહરૂપ એક ભગવાનના ધર્મનું નામ છે.' શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે પોષણં તદનુગ્રહઃ અર્થાત્ ભગવદનુગ્રહને પોષણ કહેવામાં આવે છે. પોષણ અને પુષ્ટિ એ બે પર્યાય શબ્દો છે. એટલે પ્રમાણ શ્લોકોમાં જ્યાં જ્યાં પોષણ શબ્દ આવે તેનો અર્થ પુષ્ટિ એવો કરવો. આ લેખમાં જ્યાં જ્યાં પોષણ-પુષ્ટિ-અનુગ્રહ (ભગવદનુગ્રહ) ઇત્યાદિ શબ્દો આવે તે બધાનો માત્ર ભગવદનુગ્રહ એવો જ અર્થ સમજવો.

અત્ર સર્વ આચાર્યોનું ઐકમત્ય છે; તો પછી પોષણને ભગવદનુગ્રહ સિદ્ધ કરવાને પિષ્ટપેષણ કરવાની આવશ્યક્તા નથી. શ્રીમદ્ભાગવતના ષષ્ઠસ્કન્ધના સર્વ ચરિત્રોમાં સાદ્યન્ત પોષણ-ભગવદનુગ્રહનું જ વર્ણન કરવામાં આવ્યું છે. આ સંબંધી દૃષ્ટાન્તો આ લેખમાં આગળ આપવામાં આવ્યાં છે; એટલે તે નિર્વિવાદ રીતે સિદ્ધ થશે. નિબંધમાં શ્રીમદાચાર્યચરણ લખે છે કે :-

अनुग्रहो लोकसिद्धो गूढभावान्निरूपितः ।।

અર્થ :- અનુગ્રહ મૂર્તિધારી પદાર્થ નથી કે જે સર્વને દૃષ્ટિસમક્ષ દેખાઇ શકે. અર્થાત્ જ્યારે અનુગ્રહનું ઉત્તમ ફળ સ્થૂલ દૃષ્ટિથી જોઇ શકાય ત્યારે જ અનુગ્રહ અનુમિત થઇ શકે. આ અનુગ્રહ અનુમિત થઇ શકે. આ અનુગ્રહનું ષષ્ઠસ્કન્ધમાં વર્ણન કરેલું છે. આજ અનુગ્રહ અથવા તો પુષ્ટિનું સ્વરૂપ શ્રીમદ્ આચાર્યજી મહાપ્રભુજીએ નિબંધમાં લખ્યું છે કે :-

कृष्णानुग्रहरूपा हि पुष्टिः कालादिबाधिका ।

અર્થાત્ - કાલ, કર્મ, સ્વભાવ આદિ સર્વનો પરાજય કરનાર, જેની સત્તાનું માત્ર નિ:સાધન અધિકારીઓની ઐહિક અને આમુષ્મિક ઉત્તમ ફલપ્રાપ્તિ દ્વારા જ અનુમાન થઇ શકે છે એવો પરમ વિલક્ષણ લૌકિક અને અલૌકિક એમ દ્વિધા ફલ દેવાવાળો જ ભગવદ્ધર્મ, તે ધર્મને જ પુષ્ટિ એ સંજ્ઞા આપવામાં આવી છે. અજામિલ, ઇન્દ્ર, દિતિના ગર્ભ વગેરેના ચરિત્રોનાં વર્ણનથી શ્રીમદ્ ભાગવત ષષ્ઠસ્કન્ધમાં ઉપરિનિર્દિષ્ટ પુષ્ટિની સત્તાનું અલૌકિકરીત્યા પ્રતિપાદન છે. પાપકર્મરત અજામિલ સાંકેતિક ભગવન્ નામસ્મરણમાત્રથી યમદૂતોનો હાથમાંથી છૂટી શક્યો; એ પ્રભાવ પુષ્ટિનો છે.

વિશ્વરૂપ, દધીચિ ઋષિ, વૃત્રાસુર આદિ જ્ઞાની અને કર્મી ભક્તોના પ્રાણ લેનારા બ્રહ્મહત્યાદિ પાપોના અશુભ ફલ ભોગવવાને યોગ્ય એવો ઇન્દ્ર માત્ર ભગવદનુગ્રહથી જ બચ્યો અને પુનઃ ઇન્દ્રાસન પ્રાપ્ત કરી શક્યો, એવો પ્રચંપ પ્રતાપ પુષ્ટિવ્યતિરિક્ત અન્યનો છે જ નહિં. દિતિની ગર્ભવિષયક આખ્યાયિકામાં તો સર્વત્ર ભગવદનુગ્રહ વા પુષ્ટિનો પ્રભાવ જળહળી રહ્યોં છે. એ આખ્યાયિકા નીચે પ્રમાણે છે :-





દિતિએ પોતાના પતિ-મહર્ષિને પોતાની અનન્ય ભક્તિથી પ્રસન્ન કરી એવો વર માગ્યો કે 'ઇન્દ્રાદિ દેવોને પરાજીત કરે તેવો મારા ગર્ભમાંથી પુત્ર થાય'. મહર્ષિના વરપ્રતાપથી દિતિએ એવો પ્રભાવશાલી અને તેજસ્વી ગર્ભ ધારણ કર્યો કે ઇન્દ્ર પણ ગર્ભગત સત્ત્વના દર્શન માત્રથી જ ભયભીત થયો, અને તે ગર્ભગત સત્ત્વના પ્રાણ હરવાનો ઉપાય શોધવા લાગ્યો.

એક દિવસ પતિભક્તિપરાયણા દિતિ પ્રમાદવશ ઉચ્છિષ્ટ મુખ રાખી નિદ્રાવશ થઇ ગઇ. આ પ્રસંગનો લાભ લઇ વજ્રયુક્ત ઇન્દ્ર પોતાના યોગબલથી દિતિના ગર્ભમાં પ્રવેશ કરી પ્રાણહર વજ્રથી ગર્ભશય્યામાં પડેલા શિશુને મારવા લાગ્યો, કિન્તુ ભગવદનુગ્રહરૂપી અમૃતધારા જેના ઉપર અસ્ખલિત વર્ષતી હોય તેને ઇન્દ્ર શું કરી શકે ? વજ્રથી ગર્ભના ઓગણપચાસ ટૂકડા થયા. અને ગર્ભ મર્યો તો નહિં, કિન્તુ એક એક ટૂકડો એક એક દેવરૂપ થયો. આ પરમ આશ્ચર્યથી ભગવદનુગ્રહનો વિલક્ષણ પ્રભાવ ઇન્દ્રના સમજવામાં આવ્યો અને તે જ ક્ષણે ગર્ભમાંથી ઓગણપચાસ બાલકોને લઇને બહાર નીકળી.

તે બાલકોને સ્વભ્રાતૃવિશેષ ગણી સ્વર્ગમાં લઇ ગયો. આ ઓગણપચાસ બાળકો મરુદગણ નામથી વેદ પ્રસિદ્ધ દેવો છે. આ દિતિ ગર્ભની પરમ વિલક્ષણ કથા તથા પૂર્વે કહેલી અજામિલ અને ઇન્દ્રની કથા શ્રીમદ્ ભાગવતના ષષ્ઠસ્કન્ધમાં સવિસ્તાર ઉત્તમ રીતે વર્ણવેલી છે.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૨, પૌષ ૧૯૭૪માંથી સાભાર ।।*



# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### વિમુખતા

हर्यर्थमपि यत्नेन जातवामुख्यवारणे ।

श्रीभागवतपाठं च विदध्यान्नियमेन हि ।। ६३ ।।

શ્રીહરિની સેવા માટે પ્રયાસ કરતાં એ જેટલો સમય શ્રીહરિથી વિમુખ થવાયું તેથી વૈમુખ્ય દોષ ઉત્પન્ન થયો તેના નિવારણ માટે નિયમપૂર્વક શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવો.૬૩

चित्तक्षोभजवैमुख्याभावाय परूषं सहेत् ।





मानयेदपि कृष्णोत्कमित्येवात्साहसिद्धये ।। ६४ ।।

ચિત્ત ખળભળી ઊઠવાથી શ્રીહરિથી વિમુખ થઇ જવાય છે; તેથી પણ વિમુખતાનો દોષ લાગે છે. એનો નાશ કરવા માટે જે કાંઇ આપત્તિ આવી પડે તે સહન કરવી. કોઇ કઠોર વચન કહી જાય, કોઇના તરફથી કાંઇ તાડનાદિ કરવામાં આવે તો પણ એ સહન કરવું.

क्षिप्तोऽवमानितोऽसद्भिः प्रलब्धोऽसूयितोऽथवा। ताटितः सन्निबद्धो वा कृत्त्या वा परिहापितः। निष्ठितो(?) मूत्रितो वाऽज्ञैर्बहुधैव प्रकम्पितः। श्रेयस्कामः कृच्छ्रगत आत्मनात्मानमुद्धरेत्।।

કોઇ ખરાબ પુરુષોએ નિંદ્યો હોય અથવા અપમાન કરાયું હોય, કોઇ દુષ્ટ પુરુષે ઠપકો આપ્યો હોય, ઈર્ષ્યા કરેલી હોય અથવા માર્યો હોય કે બાંધ્યો હોય, વૃત્તિ-ચાલતી રોજગારી છોડાવી દીધી હોય, કોઇ થૂંક્યું હોય, મુત્ર કરી ગયું હોય, મૂર્ખોએ એવી રીતે ઘણે પ્રકારે હેરાન કર્યો હોય તો પણ દુ:ખમાં આવી પડેલાં અને કલ્યાણની ઈચ્છાવાળા માણસે પોતા વડે પોતાનો ઉદ્ધાર કરવો, એમ શ્રીમદ્ ભાગવતમાં ઉદ્ધવ પ્રત્યે ભગવદવાક્ય છે. માટે પ્રભુના એ વાક્યને ઉત્સાહની સિદ્ધિ માટે અવશ્ય માનવું. પ્રભુએ કહ્યું છે કે :

कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ।। (गीता)

હે અર્જુન, મારો ભક્ત નાશ પામતો નથી.

(શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે કે : सर्वं सहेत परूपं सर्वेषां कृष्णभावनात्। એટલે કે બધામાં ભગવદ્ બુદ્ધિ રાખી જે કોઇ કઠોર વચન કહે તે બધું સહન કરવું. આ આજ્ઞા ધ્યાનમાં લઇએ તો ઉત્તરાર્ધનો અર્થ નીચે પ્રમાણે પણ થઇ શકે:-

સહન તો એક વાર કરીએ; પરંતુ એમ ન છૂટકે કરીએ. એમ કરવામાં આપણને ઉત્સાહ યા ઉમંગ ન હોય, માટે શ્રીહરિરાયજી અહિં આજ્ઞા કરે છે કે: જે કોઇ કઠોર વચન કહે છે તે એના હૃદયમાં બિરાજી શ્રીઠાકોરજી જ કહે છે એવી બુદ્ધિ રાખવી. શ્રીગીતાજીમાં શ્રીઠાકોરજીએ શ્રીમુખે જે આજ્ઞા કરી છે કે:

इश्वरः सर्वभूतानां हृदेशेऽर्जुन तिष्ठति ।

भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ।।

એટલે કે ઈશ્વર બધાનાં હૃદયમાં બિરાજે છે, અને પુતળીને જેમ સુત્રધાર નચાવે તેમ સૌને નચાવે છે. આ વચનાનુસાર જે કોઇ કઠોર વચન કહે છે તે પોતે એ કઠોર વચન નથી કહેતો, પરંતુ એના હૃદયમાં બિરાજી શ્રીઠાકોરજી જ એ કઠોર વચન કહે છે. શ્રીઠાકોરજીની એ લીલા છે. આપણને કઠોર વચન સંભળાવી શ્રીઠાકોરજી રાજી થવા માંગે છે, અને જેથી શ્રીઠાકોરજી રાજી તેથી આપણે રાજી, આ જ આપણો ઉત્તમ દાસધર્મ. આ પ્રમાણે ભાવ રાખ્યાથી સહન કરવામાં ઉત્સાહ પણ રહે છે. અને કાર્યમાં ઉત્સાહ હોય તો એ કાર્ય વેગ પકડે અને ચિરસ્થાયી બને.)

वैराग्यं परितोषं च लोभाभावाय भावयेत् ।

जन्मनोऽप्यन्तिमत्वं वै कृतार्थत्वं च चिन्तयेत् ।। ६५ ।।





લોભ ન રહે માટે વૈરાગ્ય અને સંતોષની ભાવના કરવી, કારણકે કામ અને લોભ પ્રભુની પ્રાપ્તિની આડે આવનાર બે મહાન પહાડો છે, તેને દૂર કરવા માટે વૈરાગ્ય અને સંતોષની ભાવના કરવી. વળી મારો આ છેલ્લો જન્મ છે એમ જાણવું, તેમજ પ્રભુ મારે માથે બિરાજે છે માટે હું કૃતાર્થ છું એમ પણ સ્મરણ કરવું. બ્રહ્મસંબંધ કરવાથી સર્વદોષો દૂર થઇ જાય છે. મારો છેલ્લો જન્મ છે, હજારો વર્ષના વિયોગ પછી પ્રભુનો સંબંધ થયો, માટે હું કૃતાર્થ છું એમ દઢતાથી માનવું. ૬૫

(પ્રભુમાં મનનું રહેવું એ ભગવત્સન્મુખતા અને પ્રભુને ભૂલવા એ ભગવતદ્વિમુખતા. આ વિમુખતા લાવવામાં કામ, ક્રોધ અને લોભ એ જબ્બર તત્વો છે. આ ત્રણે ચિત્તમાં ક્ષોભ અથવા વિક્ષેપ ઉત્પન્ન કરે છે. આ ત્રણેને

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।

कामः क्रोधस्तथालोभस्तस्मादेतत् त्रयं त्यजेत् ।। (गीता)

એ ગીતાવાક્યમાં નરકનાં દ્વાર વર્ણવ્યાં છે. આ ત્રણથી કેમ બચવું એના ઉપાય શ્રીહરિરાયજી અહીં આ કહી રહ્યાં છે. ક્રોધથી બચવા બધું સહન કરવું; લોભથી બચવા વૈરાગ્ય અને સન્તોષનો આશ્રય લેવો; કામથી બચવા આ મારો છેલ્લો જન્મ છે, હવે પછી મારે આ સંસારમાં આવવાનું નથી, અને રખેને હું કામમાં ફસાઈશ તો ફરી વાર મારે જન્મ લેવો પડશે, માટે કારે કામમાં મન જરાયે ન રાખવું, એમ વિચારવું; ઉપરાંત મને શ્રીવલ્લભ જેવા શ્રીગુરુ અને સ્વામી મળ્યાં છે, હવે મારે અધુરું શું રહ્યું છે એમાં મન ઘાલું, એમ વિચારવું.)

...ક્રમશઃ

## વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

આવા અનુગ્રહની અપરિમિત શક્તિને કોઇપણ બુદ્ધિશાળી અને અનુભવી વ્યક્તિ કે વર્ગ કોઇપણ કાલમાં તેનો અસ્વીકાર કરી શક્તા નથી. વાર્તા સાહિત્યમાં પ્રાપ્ત અલૌકિક ચમત્કારી ઘટનાઓ તે સર્વે આ અનુગ્રહ શક્તિની દેન છે. અનુગ્રહ સામાન્ય અને વિશેષ એમ દ્વિવિધ શક્તિ યુક્ત છે. તેના સામાન્ય શક્તિરૂપ પ્રાણિમાત્રનું પાલણ પોષણ કરે છે. આનુ વિશેષ શક્તિરૂપત્વરૂપ કેવલ-માત્ર-માત્ર અને માત્ર દૈવી (પુષ્ટિ) જીવોના ઉદ્ધાર માટે છે. આ પ્રમાણને કારણે વાર્તા-સાહિત્યમાં દૈવી જીવોનો ઉલ્લેખ વારે વારે આવે છે. આનુ પ્રમાણ મહાનુભાવ શ્રીવલ્લભાચાર્યચરણની આર્તિમાં આ રીતે આપી રહ્યાં છે.

દૈવી જનકે કારણ આયે, સાથ શ્રીગોવર્ધનકો લાયે...આર્તિ વલ્લભકી કીજે

અપનો જન્મ સફલ કરી લીજે....

આવા દૈવી જીવો ત્રણ પ્રકારના છે ૧.સસાધન, ૨.નિઃસાધન, ૩.દુષ્ટસાધન. તેમનો પરિચય આ પ્રમાણે છેઃ

